# દેશ દાઝ.

લેખક અને પ્રકાશકઃ

હીરાલાલ ગગજી બ્રહ્મભટ્ટ.

૧૫૭-૫૯ ગુલાલવાડી,

મુંબઈ નં. ૪

આવૃતિ ૧ લી પ્રત ૩૦૦૦ કિં. દોઢ આનો.

શ્રી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ છાપી.

ઠે. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.



સંવત ૧૯૭૭. સને ૧૯૨૨.

# " હિન્દ માતાનો વિલાપ "

--: લલિત :--

અરર ઓ પ્રભુ ! ગજબ તો થયો, સુર્ય હિંદનો અસ્ત તો થયો;
હાય ગાંધી [illegible] એકલો રહ્યો, સુર્ય વિના ચંદ્ર ઉદાસ તો થયો.
અરર હાય વીર ઓચિંતો ગયો, અધુરાં મૂકી કામ ચાલતો થયો;
હાય મોભી તું આકળો થયો, મયદાન યુધ્ધમાં જીતી ના ગયો.
પ્રતાપી રામને કૃષ્ણ તું હતો, જેવો ભિષ્મને કર્ણ તું હતો;
હાય અર્જુન, ભીમ, ધર્મ, તું હતો, ગાન્ડીવ ગદાને શંખતું ગજાવતો.
અરે પરાધિન હિંદ બેડીએ રહી, તિલક બેડીઓ તેં મુક્ત ના કરી;
છોડી ભ્રાત અને માતને વળી, તૈયારી લાલ તેં સ્વર્ગની કરી.
ઓ તિલક [illegible] બંધુઓ રડે, સામ્રાજ્યથી બાળકો ડરે;
આ દાવાનળ પુત્ર દેશમાં બળે, પ્રજા પોકારીને ત્રાસતી ફરે.
અરે મહારાષ્ટ્ર કેસરી શું થયું વળી, ગાન્ડીવ શંખનાદ ફર્જ વીસરી;
ઓ બાળ [illegible] આવજે ફરી, પુનઃ અવતાર વીરનો ધરી.
પ્રીતે ઝુલાવું પારણે વળી, ઉદાસી હિંદને રીઝાવને ફરી;
હસ્તીનાપુર આવજે વળી, રાજ્ય ધર્મનું ચલાવજે ફરી.
અરર હાય રે જુલમ તો થયો, પુત્ર લોકમાન્ય સ્વર્ગમાં ગયો;
રે પ્રભુ કરૂં સવાલ એટલો, મોભી મ્હારાને પાછો મોકલો.
અરર દૈવ હાય દુઃખણી કરી, અણુમુલ્ય રત્ન તેં લીધુ હરી;
રઝળાવી રાનમાં હાય કેસરી, દેશદાઝ શું આજ વીસરી.
કર જોડી હીરો હિન્દને કહે, શોક માત તું શીદને કરે;
સિધ્ધાન્ત [illegible] એમના વડે, જાગ્રત દેશને ગાંધીજી કરે.

# દેશદાઝ!

(હરિગીત યા કવ્વાલી રમઝાન.)

સ્તુતિ.

જગતાત ભારતવર્ષને, કુતો તેવો બનાવશો;
કરમાય નંદનવન હવે, તેને તમે ખીલાવશો.
પ્રભુ તમે ભૂલી ગયા શું, જન્મભૂમિ આપની;
કષ્ટો હર્યાં'તાં હિંદનાં, લીલા ગવાણી આપની.
કુસમ્પ કાળું વાદળું, આવી નડયું છે દેશને;
ઇશ્વર હવે કરૂણા કરી, આબાદ કરશો દેશને.
પિતા તમે ભ્રાતા તમે માતા, અમારી આપ છો;
બાળક અમે સહુ આપનાં, પાળક અમારા આપ છો.
અરજી કરૂંછું આપને, દયા દયાળુ લાવજો;
રે ! દુઃખી થતા આ દેશને, વિભુ હવે ઉગારજો.

અફસોસ !

આ શું હતું ને શું થયું રે, શું હવે થાનાર છે;
કેવા હતા કેવા થયા, રે રે! ઘણો વિચાર છે.
અન્ય દેશની પ્રજા બધી, રે ભીખ અહીં માગતી;

દયા કરીને ભારતીરે, ભીખ ટુકડા આપતી.
એ ભારતીના બાળ સર્વે, ઉંઘતા હાથે બધા;
વહી ગઇ નીશા ના જાગતા, શું થઈ રહી છે દૂર્દશા.
ઓહોઝલાલી દેશની, ફના કરી છે ફેશને;
કળિયુગમાં કૈં સુધરી, દુઃખી કરે છે દેશને.
વિદ્યાય ભારતવર્ષની, તે અન્ય દેશોમાં જતી;
પાઠશાળા પૂર્વની તે, ફી વગરની સૌ હતી.
ખરી વિદ્યા તો છે નહિ, ખોટી વળી વેચાય છે;
તે વિદ્યા શું કામની, શીખી ગુલામો થાય છે.
મેટ્રીક ભણી મીસ્ટર બને, વળી પાસ થાવા જાય છે;
પાસ થઈ પાછો વળે, એ દેશ માટે ભાર છે.
વકીલને ડૉકટર બને, મોટા હશે કોઈ માનમાં;
આફતનું એ વાદળું, સમજો ભાઇઓ સાનમાં.
અરે, ઘણા રીબાવે દેશીઓ, દયા જરી દીલમાં નહિ;
રે, ખરા તણું ખોટું કરી એ, સ્વાર્થને સાધે સહી.
ફાટે પેટ જ્યારે આપણું, પાટો કહો ક્યાં બાંધવો;
તુટે આભ કે ધરતી કહો, આધાર શાનો સાંધવો.
અફ્સોસ છે અફ્સોસરે! કુસમ્પતો ઝાઝા પડ્યા;
સમય હવે છે આકરો, વિચારનાં વાદળ ચડ્યાં.
હતી ઘણીરે સમ્પતી, આવી વિદેશી લઈ ગયા;
ભુખે મરે છે માનવી, વળી કૈંક તો માર્યા ગયા.

જુલમ ઔરંગજેબનો રે, આઠ મણ મળતું હતું;
રે, ભુખે મરે ના માનવી, અનાજ તો સસ્તું હતું.
અકબર શાહબુદ્દિન રે, ગુસ્સા ભરેલા કૈં હતા;
ભુખે મારે ના દેશને, રહેમ ઘણેરી લાવતા.
રેંટીઆ ગયા ઘંટી ગઇ, લાવી મશીનો બાળવા;
વિધવા બિચારી શું કરે, ધંધો મળે નહિ પોષવા.
અરે દશા ફરી છે દેશની, પુનર્લગ્ન છે જ્યારથી;
વ્યભિચારને વર્ણસંકરી, પ્રજા થઇ છે ત્યારથી.
આત્મબળ કે બુદ્ધિ નહિં, શરીર બળ ક્યાંથી હશે;
રે, દર્દી અને રોગી ઘણા, દૈવતમાં વિરલા હશે.

\+ + + + +

અરે! બુદ્ધિ બગાડી બ્રાહ્મણે, બાકી નથી સંતાપમાં;
બિસકીટ ખાય છે બ્રાહ્મણો, અફસોસ છે એ વાતમાં.
અરે પાઠને પૂજા તજી, નિયમીત થયા છે હોટલે;
ઘાટી મોચી ભેળા જમે, હર હર હવે સમ્ભાળ લે.
વીસમી સદીના બ્રાહ્મણો, વિવેકમાં વિરલા હશે;
(છતાં) જાહેરખબરનાં પાટીયાં, 'શર્મા' થઇ લટકાવશે.
કહે ભુત ભવિષ્યને વર્તમાન, સઘળો ખુલાસો છે અહીં;
પણ આંબા ઠેકાણે આંકડા, કળી કાળમાં એવું સહી.

કીર્તન કથા વ્યાખ્યાનમાં, લટકાં ઘણા બતલાવીને;
નષ્ટ ભ્રષ્ટ કરી સમાજને, શૃંગાર રસ સંભળાવીને.
વહાલી વહાલાના પ્રેમનો, અધ્યાય પ્રીતેથી ભણે;
રે, રે, જ્ઞાનને વૈરાગમય, શ્લોક લેખે ના ગણે.
યજમાનમાં બ્રાહ્મણ ઘણા, ટીલાં પરાણે જઇ કરે;
રે, દ્રષ્ટી ભરેલી પાપની રે, કર્મ બૂરાં એ કરે.
મંદિરને હવેલીઓ, વ્યભિચારના વાડા થયા;
રે, મફતના એ માલ ખાઇ, ભેંશના પાઠા થયા;
ભ્રષ્ટ બ્રહ્મચારી થયા, રાંડો લઈ નાશી ગયા.
હશે વળી કૈં વિરલા, તે ધર્મને વળગી રહ્યા.
વીસી વળી કૈં લોજમાં રે, બ્રાહ્મણો રાજી રહ્યા;
નોકર બની કૈં શેઠના, કર્તવ્યને ભુલી ગયા.
નેતા અને ઉપદેશકો, આ દેશના આવાં થયા;
પોથી તણાં થોથાં કરી, હા! વિશ્વના વેરી થયા.
આત્મજ્ઞાની બ્રાહ્મણો, નજરે કદી નીરખ્યા નથી;
રે, લોભી દંભીને લાલચું, ખોટાઓની કીધી કથી.
અરે દેવના પણ દેવ છો રે, સર્વને કહેતો નથી;
અનુભવમાં આલેખીઆ, સાચા અમે જોયા નથી.

* * * * *

અરે, ક્ષત્રિયો સુખીયા થયા, પ્રજા ભલે પીડાયને;
હા, દેશમાં શું થાય છે, મેલ્યો વળી ઉચાટને.

પાળે નહિ પીડે ઘણી, પ્રજા નવનવા કર ભરે;
રે, રાજા થયા વાજાં હવે, પ્રજા બિચારી શું કરે.
અરે, માન મ્હોટું માગવા, અઢળક દ્રવ્ય આપીને;
રે દેશને ખાલી કર્યો હા, મેડેફ્રીલો ખવરાવીને.
તીજોરીએ તાળાં ઘણાં, કાગળ વિના કાંઇ છે નહિ;
તત્વ ગયું પરદેશમાં, ખાલી ખજાના છે સહી.
અરે, પૂર્વના રાજા જુવો, પ્રજાને કેવી પાળતા;
રે, દુઃખ આવે દોહ્યલાં, તોય હોંશેથી ટાળતા.
પાન્ડવ, કર્ણ, ને ભિષ્મ હા, દેશના રાજા હતા;
ઘેર ઘેર મંગળ હિન્દમાં, સંકટ કદી ના આવતાં.
ચોહાણ, પૃથુરાજ ને, પ્રતાપ રાણો હાં હતા;
પ્રજા અનેરી પાળવા નીજ, પ્રાણને ખોયા હતા.
સંગ્રામની વાતો સુણી, હ્રદય ઉછળતાં એમનાં;
ગર્જના કરી મયદાનમાં, મ્યાનો ખોલે સમશેરનાં.
પડઘમ વગાડી યુદ્ધમાં, ઉમંગથી ગજાવતા;
રે, સરિતા વહાવી ખુનની, ક્ષત્રિયપણું દિપાવતા.
હોંશે ઝુઝી સંગ્રામમાંરે, શત્રુઓ ધ્રૂજાવતા;
ભુજાબળવડે પ્રતાપીઓ, વિજય કરીને આવતા.
હારી કદિ ના આવતા, એ મ્હોતને સ્વીકારતા;
પુષ્પો તણી વૃષ્ટી થતી, પરીઓ વરી સ્વર્ગે જતા.
ક્ષત્રિયાણીયો કેવી હતી, રણમાળ ઝટ આરોપતી;

પતિ વીના નવ જીવતી, સાથે બળી સ્વર્ગે જતી.
પરાક્રમ વિના પતિ મરે, દગે વળી સપડાઈને;
તે વેર લેવા ઝુઝતી, સિંહણ સમ ચીડાઈને.
એ, વીરાંગના ચાલી ગઈ, રહી હવે તો શંખણી;
સબળા તણી અબળા થઈ, રહેજો ભલેને વાંઝણી.
અરે સૂર્ય, ચંદ્ર વંશને, લંછન કદિ ના શોભતું;
સમય સદા બળવાન છે, એવું અમોને ભાસતું.
હાડા અને પરમાર, રે, હા ! સ્વર્ગમાં ચાલી ગયા;
ઉછર્યા હવે તો લાડમાં, વિલાસને વળગી રહ્યા.
યજ્ઞ અશ્વમેધ આદિ, ક્ષત્રિયો કરતા હતા;
રે દશા જુઓ આ દેશની, નાશી ગઇ છે વીરતા,
અરે ગાયો હજારો કાપવા રે, કતલખાનાં છે ઘણાં;
વહારે ચડયા ના ગાયની, અપરાધ લાગ્યા તે તણા.
પરાધિનતા પુરી ઘણી રે, ખંડીયા કહેવાય છે;
ક્ષત્રિયપણું નાશી ગયું, સર્વ લોકમાં બોલાય છે.
અરે ગુલામના ગુલામને, સલામ હોંશે કૈં કરે;
રજપુત રાણા રાજવી, મ્હોટાઈની આશા કરે.
ઢંકણ હતું રે ધર્મનું, ત્રુટી પડયું પાતાલમાં;
ક્ષત્રિય હવે નકલી થયા, વિપત્તી ઘણી છે દેશમાં.
અરે ક્ષત્રિયે છત્રી ધરી, સમશેરને વિસરી ગયા;
રે દુધ પી ગૌ માતનું, ઉપકારને ભુલી ગયા.

અરે, સૂરા થઈ સેવા કરો, ગાયો કપાતી રોકશો;
એ, પુણ્યના પ્રભાવથીરે, સુખ પાછું દેખશો.
રાજા ભુલે નીજ રીતમાંરે, શાયરો શીખાવતા;
રે, શીઘ્ર કવિ ચંદ જેવા, સાનમાં સમજાવતા.
અહા, ચૌહાણુ પૃથુરાજ, જેવા રત્ન એવા કૈં હતા;
ગૌરવ ગુમાવે પાછળે, એવું વળી કહેતા હતા.
અરે, કવિ ગમે ના કોઇને રે, માન પણ દેતા નથી;
રે વાજીંત્રો રાખ્યાં ઘણાં, પણ જડમાં શક્તિ નથી.
હવે તિલ્લાંજલી દો શોખને, પ્રાચીન રિતી રાખશો;
રેરે,! દેશનાં કષ્ટો હરી, ક્ષત્રિયપણું દિપાવશો.

\+ + + + +

ઓ! ભુલ્યા ઘણારે વૈશ્યો, વિદેશી વસ્તુ લાવીયા;
રે પ્રમાણીકમાં શું છે હવે, હા સર્વને શીખાવીયા.
અરે, ખાંડ સાકર ને દવા, વિદેશમાંથી લાવીયા;
શુદ્ર કર્યાં છે સર્વને, વ્હેપારીએ વટલાવીયા,
એજન્ટ બની વિદેશના, ધંધા કમીશનના કરો;
હુન્નર ગુમાવી દેશના, ઈલ્કાબ એજન્ટના ધરો.
સ્વતંત્ર થઈ ધંધા કરો, કારખાનાં ખોલો દેશમાં;
હુન્નર વિના હૈરાન છો, વ્હેપાર બ્હોળો દેશમાં.
નંદનવન ભારતવર્ષમાં, ઝાઝા પદાર્થો થાય છે;
રેરે! વિચારો હિન્દીઓ, એ તત્વ બીજા ખાય છે.

કપાસ ઉતમ અન્ન ઘણાં, તેનો વળી શું પાર છે;
કાચું સોનુ રે દેશનું, વિદેશમાં લઇ જાય છે.
અરે, જાહોજલાલી હિન્દની, ચાલી ગઇ પરદેશમાં;
રે! તત્વને શૌર્ય ગયુંરે, છાશ બાકી દેશમાં.
અરે, આંખો છતાં અંધા થયા, દૌલત ગુમાવી દેશની;
રે, જાગો હજી પ્રભાત છે, આબાદી ચાહો દેશની.
શ્રીમંત સૌ શોખી થયા, એ રોગ વધતો જાય છે;
રે મ્હોટા બધા ખોટા થયા, ગરીબડા અથડાય છે.
અરે ! દાનેશ્વરી દાના થઇ, કર્યો ભીખારી દેશને;
કેં આળસુ ઢોંગી કર્યા, ધંધા શીખાવ્યા સર્વને.
બેશી ગાડી મોટર વિશે, પાઇ અધેલો ફેંકતા;
રે, દયા નથી મ્હોટાઈ છે, હા! દગ્ધ થાઉં છું દેખતાં.
દયા આવે દિલડા મહીં, લાચારને આપો તમે;
રે, અંધ કે અપંગ એ, મૂફલીસને કહીએ અમે.
અરે !જોગી ઘણા ભોગી થયા, બ્રાહ્મણ વિદ્યાહીણ છે;
રે, આપો ભલે અપંગને, એમાં ઘણું કલ્યાણ છે.
અરે, ખેડુતને ખાવા નથીરે,કર વધાર્યા છે ઘણા;
રેરે ! દુ:ખમાં બાકી નથી, કંગાળ તો કેં છે ઘણા.
અરે કર ભરી ખાલી થયા, વણીક ઘેરે જઈ ચડયા;
બળી વિદ્યા વણીકની રે, કર્જમાં ફસી પડયા.
નંદ કેરા ફંદમાં, ગોવિંદ પણ ભુલ્યા હતા;

રે, ભોળા ખેડુતો શું કરે, હશે વિશ્વાસે આપતા.
ટાઢ તડકે વરસાદમાં રે, સખ્ત મ્હેનત એ કરે;
હીંમત થકી હળ ખેડીને, દુનિયાતણું પોષણ કરે.
ખેડુત જગનો તાત છે, એવું વળી સમજાય છે;
ઉપકાર છે એનો ઘણોરે, સૃષ્ટીમાં સુખદાઈ છે.
હર્ષને સાધન હશે, રસમય જગત બનાવશે;
કૃષીકારને દવલા કર્યા, ઉન્નતિ શાની આવશે.
રાજા પ્રજા ને રંકનો, ઉપાય સુખનો એક છે;
ખેતી કરો કરાવજો, પ્રથમ પગથીયું નેક છે.
અરે, વિચાર લાવો વૈશ્યો, હુન્નર વધારો દેશમાં;
રે, રખડે ઘણા ધંધા વિના, આશ્રય મળે ના દેશમાં.
અમેરિકાનમાં પ્રજા સુખી, શોભે રૂડી સ્વરાજ્યથી;
જાગ્યું અફ્રીણી ચીન રે, દુઃખી હતું સામ્રાજ્યથી.
હા, હતભાગી હિન્દુસ્થાનરે, ક્યારે હવે તું જાગશે;
નોકા ડોલે છે હિન્દની, ક્યારે કિનારે આવશે.
અરે, વૈશ્યો, જાગો હવે, આશા તમારી છે ઘણી,
બ્રાહ્મણ, ક્ષત્રિય ભુલ્યા ઘણું રે, આપણું ના કો ધણી;
સત્યાગ્રહ, હોમરૂલથી રે, હક્ક માગો આપણા.
સ્વરાજ્યથી સુખી થશું, ને દુઃખ ટળશે આપણા.
આંખો ઉઘાડો હિન્દીઓ, દશા તો કેવી આવશે;
સુખ તો સ્વપ્ને હશે રે, દુઃખ અઢળક આવશે.

વસ્ત્ર હશે ના પહેરવા, પોષણ ક્યાંથી લાવશો;
ફેશન અને કુસંપમાં, જરૂર એવું દેખશો.
+ + + + +
શૂદ્રો સંતાપો શીદને રે, નમ્રતા ત્યાગી તમે;
અક્કડ રહો અભિમાનમાં, રે નીચતા માગી તમે.
અન્ય માંસ ખાવા છે ઘણાં, રે ! ગાયને છોડો તમે;
રે ! ધર્મની માતા ખરી છે, કોઇને પૂછો તમે.
દુધને વળી માંસ ભક્ષે, એ માનવી કેવા હશે;
અચકે કલમ આલેખતાં, ચંડાળ તે પુરા હશે.
શૂદ્રો તમે ન્હાના નથી રે, પ્રાણ સરખા સર્વમાં;
ફેર છે જ્ઞાતિ વીષે, જન્મ્યા છઈએ એક દેશમાં.
ઇશ્વરના દરબારમાં, ન્હાના મ્હોટા સૌ હારમાં;
રે પ્રભુ પિતા છે સર્વનો, રહીએ પવિત્ર હિન્દમાં.
સહુ હિન્દને ખોળે રમ્યા રે, લાડ ઝાઝાં પાળતી;
માતા હવે પરાધિન છે, રડે નિઃસાશા નાખતી.
બ્રાહ્મણ ક્ષત્રિયને વૈશ્ય, શૂદ્ર મળી સેવા કરો;
જન્મભુમી છે સર્વની, શીદને હજુ ભુલ્યા ફરો.
અરે, દેશને આબાદ કરવા, યત્ન જરીએ ના કરે;
ધીઃકાર એવા જન્મને, નિર્લજ્જ થઇને જે ફરે.
અરે દેશના રે હિતમાં, બનતી મદદ જે ના કરે;
અમૂલ્ય જીન્દગી વહી જશે, જે દેશ સેવાથી ડરે.
જન્મ ધરી જે દેશમાં, શરીરને વહાલું કરે;

નીમકહરામી જાણુવો, પાખંડમાં પુરો રહે.
જન્મધરી જે દેશમાં, કાયા સમર્પણ જે કરે;
તે, દેવ સરખો જાણુવો, સ્વદેશમાં શૂરો ફરે,
સુખી થયા જે દેશમાં, બદલો વળે બળીદાનથી;
રે, દેશ દાઝ ઉરે નવ ધરે, પાષાણુમાં લેખું નથી;
સેવા કરો સેવા કરો, સદ્ગતી થાશે નહિ;
જન સમાજની સેવા કરો, ફેરો સફળ થાશે સહી.
આ, દવ બળે છે દેશમાં, દેશ દાઝ ઉરે લાવજો;
બરબાદ નંદનવન થયો, વહાલા નહિ વિસારજો.
ભાષા, અદબ, વિદ્યા ગઈ, રિદ્ધિ સિદ્ધિ તો છે નહિ;
રે, અધોગતિ છે દેશની, પરદેશની પીડા રહી.
લેખક, કવિ, ને શાયરો, છોડો હવે રસ રાગને;
રચી કીતાબો હીતનાં, બળતી બુઝાવો આગને.
કવિ, ચંદની જ્ઞાતી મહીંરે, જન્મ લીધો છે અમે;
સમય પ્રમાણે જાણીયે રે, દરગુજર કરજો તમે.
મમ કલમ ચાલી ક્રોધમાંરે, દોષ કોઇ દેશો નહિ;
દેશ દાઝ તો ઉરે વશી રે રોષ કોઇ કરશો નહિ.
હીરો કહે પ્રિય હિન્દીઓ, વાંચી તમે વિચારજો;
સિદ્ધાન્ત છે આ શ્રેયનું રે, સંપ સારો રાખજો.
હિન્દુ, મુસલમીન, પારસી, ને ખ્રીસ્તી હોજો ભલે;
નમન કરે હિન્દ માતને, અમ સમાજમાં હોંશે ભળે.

ઉપાય છેલ્લો એક છે, અસહકારીઓ સર્વે થશે;
મહાત્મા કહે તેમ ચાલશો, દુઃખડાં વીરા જલદી જશે.

## " જમાનો જુલ્મી આવ્યો. "

-: ગઝલ :-

કર્યા બેહાલ ભારતના, સીતમ તો સામટાં લાવ્યો;
મર્યાદા દેશની ખોવા, જમાનો જુલમી આવ્યો.
દુઃખી છે દેશના નેતા, કપાણી હિંદમાં ગાયો;
ગૌરવ દેશનું હરવા, જમાનો જુલમી આવ્યો.
દુઃખી છે ધર્મીઓ આજે, ખુદાનો ખેલ મેં જોયો;
કુશળ કસાઇને કરવા, જમાનો જુલમી આવ્યો.
થતા જે દેશમાં યજ્ઞો, કરે રમખાણ કસાઇયો;
ભૂમી પર ભાર કરવાને, જમાનો જુલમી આવ્યો.
હરીને ધર્મની ગાદી, અરે કળિયુગ કાં આવ્યો;
પુષ્ટ પાપીષ્ટને કરવા, જમાનો જુલમી આવ્યો.
બગાડી હિંદ સંતાનો, અરેરે દેશવટ લાવ્યો;
સત્યાનાશ કરવાને, જમાનો જુલમી આવ્યો.
હતા કંઇ વીર ભારતમાં, હતી કંઈ રત્નની ખાણો;
અરે નાબુદ કરવાને, જમાનો જુલમી આવ્યો.
હીરા કહે સાંભળો ભ્રાતા, પરસ્પર સંપને ખોયો;
હવે છે દોહ્યલા દા'ડા, જમાનો જુલમી આવ્યો.

# " આપણો પૈગમ્બર. "

—કવ્વાલીઃ—

લગની તો હવે લાગી, અમારા પ્રાણ ગાંધી છે;
બખતર સત્યનું પહેરી, ધીરજની ઢાલ બાંધી છે.
ચડી એ જ્ઞાનને ઘોડે, ખરો રસ્તો બનાવે છે;
ઘણાની ભ્રમણા ભાંગી, સત્યાગ્રહી બનાવે છે.
સત્યાગ્રહ દાન આપે છે, ખરો દાતાર ગાંધી છે;
ઘણાંના કષ્ટ કાપે છે, દયાળુ દેવ ગાંધી છે.
સત્યાગ્રહ હોજમાં ન્હાવું, તેના તો પાઠ કરવા છે;
જીગરમાં મહાત્મા ગાંધી, અહોનિશ ગુણ ગાવા છે.
શાળાઓ હિન્દમાં ખોલી હોંશે અમને ભણાવે છે;
વંદેમાતરમ્ બોલાવીને, અસહકારી બનાવે છે.
ગુલામી દેશની ટાળી, બજાવી ફરજ પોતાની;
સમયનો ભોગ આપીને, સેવામાં જીન્દગી ગાળી.
પ્રગટ છે વાત દુનિયામાં, દર્દે ઇલાજ ગાંધી છે;
દર્દીજન દર્દ ખોવાને, પુરાણી રીત ગાંધી છે.
રોલેટ કાયદા મરકી, ડરી પ્રજા પોકારે છે;
સદાનો નિયમ એવો છે, ગાંધી દર્દો મટાડે છે.
કરે શું કાયદો કાળો, ખરો જ્યાં વૈદ્ય ગાંધી છે;
દવાઓ જે બતાવે છે, સુદ્દ હકદાર ગાંધી છે.
હીરો છે હિન્દનો સેવક, દવા સૌને અપાવે છે;
સીલક છે મહાત્મા પાસે, નમુનો નિત્ય લાવે છે.

## સમાજ જીવન ઓફીસમાં મળતાં પુસ્તકો

# સેવાસમિતી પુસ્તકાલય.

**સ્વર્ગમાં સેશન્સ યાને પાખંડી પુરોહિતોનું પોકળ:** ગોર યજમાનના પવિત્ર સંબંધપર પ્રકાશ પાડતું, આ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે. કીં. પાકું પુઠું રૂ. ૧-૮-૦ સાદું પુંઠું રૂ. ૧-૪-૦

**વિશ્વલીલા:** એક સત્ય ઘટનાત્મક સચિત્ર સાંસારિક નવલકથા. વાંચનાર જાણે અલૌકિક પ્રેમસૃષ્ટિમાં વિહાર કરતો હોય તેવું જણાશે. કીં. રૂ. ૨.

**આદર્શ ચરિત્રાવલિ:** તમારે તમારાં બાળકોને દેશભક્ત, કુટુમ્બભક્ત બનાવવા હોય તો જરૂર આ પુસ્તક ખરીદો. રૂ. ૧-૦-૦

**અબળાની આત્મકથાઓ:** છપાય છે: હિન્દુ સંસારી કુરૂઢીઓથી આર્ય મહિલાઓનાં થતા પતનના હૃદયભેદક ચિતારો અબળાઓ પોતાને મુખેથી કહે છે, જલદી ગ્રાહક થાઓ. કિં. રૂ. ૨ અગાઉથી ગ્રાહક થનારને.

---

તમારા સંસારમાં રસ ઝરણુ વહાવવાં હોય, મોંઘા માનવજીવનને સફળ કરવું હોય, સામાજીક પ્રશ્નોની ચળવળ કરી દેશસેવામાં ભાગ લેવો, સ્ત્રીઓ તથા બાળકોને સુશિક્ષિત કરવા હોય, તો સત્વર ગ્રાહક થાઓ.

# સમાજ જીવન.

**ગુજરાતમાં સામાજિક પ્રશ્નોની સ્વતંત્ર ચર્ચા કરનાર, સચિત્ર, રસવતું એકલું માસિક નિયમિત પ્રગટ થાય છે.**

**વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦. હિંદ બહાર રૂ. ૫-૦-૦.**

**છુટક નકલના આના આઠ.**

દર મહિને સુંદર રસભરી ચાલુ વારતા ઉપરાંત હૃદયંગમ કાવ્યો તથા અર્થગાંભીર્યપૂર્ણ સામાજીક લેખો આવે છે.

તમે ગ્રાહક થશો તો તમારા ચાર રૂપિયાના બદલામાં તમને અમૂલ્ય લાભ થશે. તરતજ લખો.

**નારાયણજી ગો. ડોસાણી.**

વ્યવસ્થાપક:—**સેવાસમિતી પુસ્તકાલય.**

૧૫૭/૫૯, ગુલાલવાડી, મુંબઈ, નં. ૪

તથા જાણીતા બુકસેલરોને ત્યાંથી પણ મળશે.